# પત્તાંનો પ્રદેશ



રવીન્દ્રનાથ ઠાકુર



ભાષાન્તર

બચુભાઈ શુક્લ

## ☆ આ નાટક ☆

આ નાટક મેં ભજવવા માટે જ ગુજરાતીમાં ઊતાર્યું છે. ન ભજવી શકાય એવા નાટકોમાં મને રસ નથી.

ભાષાન્તરમાં મૂળની ભાષાની અસર બને તેટલી ઓછી જણાય તે મારો આદર્શ છે, એને વળગી રહેવા પૂરો પ્રયત્ન કર્યો છે.

રવીન્દ્રનાથનાં ગીતો એમનાં નાટકોમાં અગ્રસ્થાને હોય છે. એ ગીતોની કવિતાને જાળવી રાખવી એ ભાષાન્તરકારનું અઘરું કર્તવ્ય છે. એમ કરતાં પોતાની ભાષા ન મરડાય તે ભાષાન્તરકારે જોવું રહ્યું.

ગીતોને સુર પણ આપણી ભાષા ન મરડાય તેવી રીતે અપાયા છે. મૂળનું અંધ અનુકરણ નથી થયું.

આશા છે ગુજરાત આમાંથી ઘણું શીખશે ને આનંદ તો મેળવશે જ.



## — ભૂમિકા —

### [ રાજકુંવર અને સોદાગરનો દીકરો. ]

#### — ગીત —

છોડ ! મને છોડ ! અરે છોડ !
વનનાં પંખેરૂંનો હું યે છું ભેરૂ,
વનવન ભમ્યાના મને જાગ્યા છે કોડ !

જેવાં શ્રાવણનાં ઝડીઓને ઝાપટાં
ઝાલ્યાં ઝીલાય ના.
ઝીલ્યાં ઝીલાય ના !
જેવા ગાંડાતૂર વાદળના વાયરા
બ્હારવટાં ખેલતાં
માઝા સૌ મેલતાં
ઘૂમે ગગન ગોળગોળ !

છોડ મને છોડ ન હું
બાંધ્યો બંધાઉં હવે,
વીંટ્યું વન જેમ જાણે
ભડકે બળતા દવે.

તોડી સૌ બંધ જેવી વાદળની વીજળી
હસતી ખડખડખડાટ.
ગજવે નભ ગડગડાટ.
ધરતીએ ઊઠે વંટોળ !

કુંવરઃ—દોસ્ત, હવે તો નથી રહેવાતું !
સોદાઃ—કાં ? શું જોઇએ છે, કુંવર ?

કુંવરઃ—લક્ષ્મીનું પાળેલું પંખીડું સોનાને પાંજરેથી નીકળી પડવા માગે છે. નહિં તો એની પાંખોયે અકડાઇ જતી ચાલી.

સોદાઃ—દાણાપાણીની લાલચે હું યે મૂંગો પડયો તો રહું છું. જીવાઇ ખાઇ ખાઇને મોટા થયા. લક્ષ્મીનો પાકો આશરો છોડતાં હિમ્મત નથી ચાલતી.

કુંવરઃ—એ લક્ષ્મીએ જ તો બાયલા બનાવી દીધા છે આપણને! હિમ્મત હોય કમનસીબને- કમબખ્તોને! આફત વગર હિમ્મત ન આવે.

સોદાઃ—કયાં જવું છે કુંવર?

કુંવરઃ— —ગીત—

જાવું જરૂર, મારે જાવું જરૂર;
વેપારી વાણીયો થાવું જરૂર.

છોને થતો ભલાં ખોટનો એ ધંધો
દેવાળું કાઢયાની મારે મગદૂર!

સો સો હલેસે વહાણુ અલબેલું શોભશે.
દરિયા ડખોળી કોણ જાણે કયાં થોભશે!
મધદરિયે વહાણુ મારૂં જ્યારે ઝકાવશે,
કેવો સિતારો મને મારગ બતાવશે-
વાત રહે છો અજાણી-
આવો છો કાળાં પાણી-!
સોનારેતી સમાણી-
જૂઠી આશાને તીર બેસીને બાળું કાં ઊર?

લીલૂડાં પાણીને ખોળે ઊછેર્યો,
લીલૂડો બેટ એક પરવાળે ઘેર્યો-

એનાં ડુંગરાની ટોચે, દરિયાનાં પંખીડાં
માળા બાંધે દૂર દૂર !

વેગીલો વા દે સાદ
નાળિયેરી ડાળે,
ઝરણાં ઝરે ગાઢ
વન વચગાળે;
ત્યાં વહાણ લંગરૂં
જો હું તો સંઘરૂં
અઢળક ભંડારો અણમૂલ !

સોદાઃ—ત્યાં એવું તે કોણ છે કુંવર, કે એને ખાતર આ બધું છોડી, નીકળી પડવા માગો છો ?

કુંવરઃ—નવલકિશોરી ! નવલકિશોરી !

સોદાઃ—નવલકિશોરી ? એ વળી કોણ ?

કુંવરઃ—એ રહે છે ઘરડા ખખ દૈત્યના કિલ્લામાં; એને છોડાવી લાવવાની છે.

— ગીત —

હે અદીઠ સુન્દરી !
ન ભાળ તારી લાગતી;
મમ જીવનવાટ ધૂળભરી
વીતે અથાગ થાકથી.

વસંતના સમીરમાં
સૂણું ન સૂણું ગીત કે—
કદીક જાગી જોઉં જ્યાં
સૂવર્ણ વાદળે ભળી

જતી નિહાળું તું ફરી.
હે અદીઠ સુન્દરી !

અજબ છો તું સુન્દરી !
તું સ્વપ્ન ! સ્વપ્નમાં ખરી !

સ્વર્ગ ફુલ શાં ગૂંથી
તું વેણી તારી બાંધતી ?
કયા સુરે તું છેડતી–
અણસુણ્યા ?–
અદીઠ તું અને વીણા–
છતાં શી માધુરી ભરી !

[ રાજમાતા દાખલ થાય છે. ]

સોદા:—રાણીમા, આમને તો પરિકથાના દેશની લત લાગી છે !
મા:—એ વળી શું ? ફરીને બચ્ચું બની રહેવું છે કે શું ?
કુંવર—હા મા ! ઘરડાઓના ડહાપણઘેર્યા આ જગતમાં જીવ હાંફી ઊઠયો છે.
મા:—સમજી, બેટા ! એમાં બીજું કાંઈ નથી. તારે કોઈ વાતના તૂટા નથી, એટલેજ તારૂં મન મુંઝાઇ મરે છે. તારે મેળવવાનાં મન છે:—

— ગીત —

સાંપડીયું જે નથી તે
મેળવવાની લત તારી,
"નથી ! નથી ! એ નથી !"
પોકારે છે દીલ.

મળ્યું જે બધું તેમાં ના
મનડું રીઝે હવે તો;
ઝંખે; ન ખમાયે જરી ઢીલ !

જશે; થાશે ગૂમ એ તોઃ—
પાછા વળવાનો વેતોઃ—
સંધ્યાનો તારો પળતો
પરભાતે પાછો વળતો
મટકે હસતો, કરતો ખીલખીલ !

દીકરા, તને પકડી રાખવા જતાં જ ખોઇએ. સુખના ભારા તારાથી નથી વેંઢારાતા; ને જતનની જંજીરો તને અળખામણી થઇ છે. હું ડરી જઇને તારૂં ભૂંડું નહિં વાંચું. તારે કપાળે હું તો તાણી દઇશ સફેદ ચંદનનું તિલક, ને તારે છોગે લટકાવી દઇશ સફેદ કરેણનો તોરો. જાઉં, હું કુળદેવીની પૂજાની તૈયારી કરૂં. સંધ્યાટાણે આરતિના દીવાનું આંજણ તારી આંખે આંજી દઇશ. મારગમાં નજર આડું કાંઇ નહિં આવે.

[ જાય છે. ]

કુંવરઃ— —ગીત—

જો, જો ! પેલા દરિયાને લાગી શી ઘેલછા !
એની છાતીયે પવન કરે ગેલ શાં !
ને પેલો આથમણે સૂરજ ડૂબતો,
વાદળી–કિનાર ઝગે; એની છટા ખૂબ તો !

જોઉં હું દક્ષિણે, ને જોઉં હું ઉત્તરે,
ફીણ ! ફીણ ! ફીણ બધે ! નજર મારી જ્યાં ઠરે.

છોને કિનારા કયાંયે નાયે મળે,
તાગ મળવાની વકકી :–
છે નકકી :–

તો શીદ પછી ઘરને ખૂણે.
પડી રહેવું મને.
જાવું જરૂર, મારે જાવું જરૂર.
વેપારી વાણીયો થાવું જરૂર !

સાગર અથાગ વળી મારગે અજાણ્યો,
નાવિક હું એકલો, ઊતારૂ હું જ માનો.
નિત્ય નવા પવન ભરી બેટબેટ ઘૂમતાં
સંઘરૂં અપૂર્વ ને અજોડ સર્વ કો મતા.
મન ભિખારૂં
વળશે પાછું મારૂં
કો રાજવી સમાણું; ન ભૂલ !

## દ્રશ્ય ૧ લું.

[રાજકુંવર અને સોદાગરનો દીકરો.]

કુંવરઃ—અરે સોદાગર, ભાંગેલી નાવડી છેવટ આપણને આ કાંઠે ઉતારી ગઈ. આપણે તો જાણે એ વાવાઝોડાંની ભેટ !

સોદાઃ—જમે ય આપણને પાછા કાઢયા વરઘોડીયાં પાછાં ઘેરના ઘેર !

કુંવરઃ—વાવાઝોડાંના કોલ લઇને જ આપણે તો આ દેશમાં પગ મૂકયો.

સોદાઃ—એવી જરૂર હશે ખરી ?

કુંવરઃ—હાસ્તો, જોયું નહિં? અહિંના લોકો તો નથી જીવતાં કે

ન મુએલાં પણ !

સોહા:—સવારે જોયું હતું તો ખરૂં. એ લોકો ચાલતાં હતાં તો જાણે કોઇ જાતની ચોખંડી ચાલે. ઊંઘમાં યે નહિં અને ભાનમાં યે નહિં એમ!

કુંવર:—મને તો બરાબર એમ જ લાગ્યું કે કવિતાના બોલમાંથી જાણે કે એનો છંદ જ ઊડી ન ગયો હોય! એના અર્થની કશી પંચાત જ ન મળે! જેમ તેમ કરી ચાલી રહે.

સોહા:—ને એ લોકો બધાં જ જાણે ચપટાં! પેટપીઠ બધું ય સરખું. ચાલે, પણ જરાય આગળ ધપવાના નહિં. વિધાતા એમની અંદર હવા જ ભરવી ભૂલી ગયા હશે. ને મન જેવી કશી બલા યે એમને ન મળે! આવા મુએલા મનના દેશને તે વળી નવલો દેશ કહેવાતો હશે!

કુંવર:—એમ નિરાશ ન થા, દોસ્ત! આ તો છે દટાયેલો દેશ. એની ઉપરનાં થર ઊખાળતાં જ એનું નવલું રૂપ જડી આવશે. હવે આપણે અંદરના અખાતે હોડી હંકારવાની છે. ત્યાં વાવાઝોડાં પણ થાય. એ તોફાનને સામે મ્હોંએ આપણે નવલા દેશની જમીન પર પગ મૂકીશું:—

— ગીત —

અમે આવ્યા નવલે દેશે!
તળીયે બેઠી નાવ તૂટીને,
જીવ બચ્યા તોય પાર ઊઠીને,
વાત ભલાં બની એ શે?

દીલ અજાણ્યા – અજાણી ભાષા,
તોય દીયે મન અપૂર્વ આશા;—

રંગબેરંગી તાંતણે સુખદુ:ખ શાં વણતાં જાળ!
અંતરમાં વળી પડઘા પાડે નવલાં ગીતના તાલ.
પાછા ફરશું હસી રડીને—
નવદરદીને વેશે!

નનામી કો અલબેલી,
ધરી નનામ ફૂલની માળા કંઠે ઘેલી,
હૈયે હૈયું ભીડી લેશે.

યૌવનના નવઉચ્છ્વાસ!
ને ફાગણ સરખો માસ!
રવ નૂપુરના ચોપાસ!
મત્ત બનીને દક્ષિણવાયુ
લલિતલવંગલતા ફૂલીફાલી—
વિખરાતી લટને દઇ તાલી
હસતો રમતો રહેશે!

[ ગીત પુરૂં થતાં રાજકુંવર એકાએક ખડખડાટ હસી પડે છે.]

સોદાઃ—કાં, શું થયું?

કુંવરઃ—નજર નાખીને જો, શું કરે છે! લાલ ડગલી અને કાળી ડગલીની બે હાર બે બાજુ ગોઠવાઇ ગઇ છે- આ ઊઠયાં, એ પડયાં! આ સૂતાં! આ બેઠાં! આ તરફ ફર્યા! પેલી તરફ ફર્યાં! હવે બહાર ચાલ્યાં! વળી પાછાં આવ્યાં! ને મ્હોંયે કેવાં ગંભીર! જાણે એજ સૌથી અગત્યનું હોયને! કેવું વિચિત્ર! હા, હા, હા, હા!

[ ગંજીપાના લોકોનું એક ટોળું.]

છક્કોઃ—આ શી વાત, હસવું ?

પંજોઃ—શરમ નથી થતી ? હસવું !

છક્કોઃ—ધારો યે નહિં માનો ? હસવું !

કુંવરઃ—હસવાનો તો કશો અર્થ પણ હોય છે. પણ તમે હમણા જે તમાશો કરી રહ્યા હતા એનો તો અર્થ નથી.

છક્કોઃ—અર્થ ? અર્થની શી જરૂર ? જોઇએ ધારા અને ધોરણ. એટલીયે સમજ નથી ? તમે તે દિવાના છો કે શું ?

કુંવરઃ—સાચા દિવાનાને પારખવું તે કાંઇ સ્હેલું પડ્યું છે ?... તે તમે અમને કેવી રીતે પારખી લીધા ?

પંજોઃ—તમારી ચાલચલગત જોઇનેસ્તો !

કુંવરઃ—તે કેવુંક લાગ્યું ?

છક્કોઃ—આ એવું કે તમારામાં ચાલ છે, પણ ચલગત ન મળે.

સોદાઃ—ને તમારામાં નરી ચલગત. ચાલ જ ન મળે, ખરૂં ને ?

પંજોઃ—અલ્યા, એમાં તું તે શું સમજે ? ચલગત જ જુની વારીથી ઊતરી આવી છે. ચાલ નહિં.

છક્કોઃ—ગુરૂજીને ત્યાં ઊછર્યા નથી લગતા. ને કોઇએ ફોડ પણ પાડયો નથી લાગતો કે, ભાઇ, ચાલવા જઇએ તો ખાડા આવે, ખાબોચીયાં આવે, કાંટા આવે, ને ધક્કા-મુક્કી પણ થાય. ચાલવું એ બાબત જ મહા આફતની છે.

કુંવરઃ—તો આ દેશમાં ગુરૂજીના તૂટા નહિં જ હોય; એમનાં શરણાં માગીશું.

છક્કોઃ—વારૂ. હવે તમારી ઓળખાણપિછાન ?

કુંવરઃ—પરદેશી છીએ.

પંજોઃ—થયું ! હવે વધારે કહેવાની જરૂર નથી. એટલે તમારે નહિં જાત, કે નહિં નાત ! નહિં કુળ કે નહિં ગોતર !

કે કુટુંબ કે ગામે નહિં ! ને હારપંગત કે ઘોળ જેવું તો હોય જ શાનું ?

કુંવર—ના રે ! કશું યે નહિં ! એ બધું પછવાડે મૂકી, આ જે જુઓ છો એટલું જ છે. હવે તમારી ઓળખાણ તો આપો !

છક્કો:—અમે તો ભુવનવિખ્યાત પત્રવંશીય ! મારૂં નામ છક્કા શર્મન.

પંજો;—ને મારૂં શ્રી પંજા વર્મન !

કુંવરઃ—ને પેલાં બધાં ? જે સંકોચમાં દૂર ઊભાં છે તે ?

છક્કો:—પેલી કાળા વાનની છે તે તીરી ઘોષ, અને ઘઉંવરણી સરખી તે દુરી દાસ.

સોદા:—તમારી ઉત્પત્તિ શામાંથી થયેલી ?

છક્કો:—બ્રહ્માજી સૃષ્ટિનું કામ કરતાં કરતાં કંટાળી ગયા ત્યારે સાંજને ટાણે એમણે જે પહેલું બગાસું ખાધું એ બગાસામાંથી અમારો ઉદ્દ્ભવ થયો.

પંજો:—એ કારણને લઇને કોઇ કોઇ ભાષામાં અમને પત્રવંશીય ન કહેતાં ઉચ્ચવંશીય પણ કહે છે.

સોદા:—ભારે નવાઇની વાત છે.

છક્કો:—ગોરજને મંગળ મુહૂર્તે પિતામહે ચારે મ્હોંએથી એકી સાથ ચાર બગાસાં ખાધાં.

સોદા:—લ્યો કહો ! ને એનું પરિણામ શું આવ્યું ?

છક્કો:—એમાંથી નીકળી પડયાં કાળી, ચોકડી, ફુલ્લી અને લાલ બદામ. એ બધાંયે પ્રણમ્ય છે.

[ પ્રણામ કરે છે. ]

કુંવર:—બધાં યે કુલીન !

છકંકાઃ—કુલીન તે કેવાં! મુખ્ય કુલીન! મુખમાંથી ઉત્પન્ન થયેલાં. પત્રવંશના આદિકવિ શ્રીમાન પત્રરંગનિધિએ દિવસના ચારે પહોર ઊંઘીને પછી સ્વપ્નના ઘેનમાં પ્રથમ છંદ રચ્યો. એ છંદની માત્રાઓ ગણી, અમારી સાડી સાડત્રીશ શાખાઓ નીપજી.

કુંવરઃ—એ તો જાણવા જેવું ખરૂં!

પંજોઃ—તો મ્હોં ફેરવો. છકકાભાઇ, હું મંત્ર ભણી એમના કાનમાં ફુક મારી દે-

કુંવર;—કાં?

છકકોઃ—એવો ધારો છે.

[હાથ જોડી બધાં.]

હા......આ.......આ.......શ!
બડી નવરાશ! આહા, શી નવરાશ!
દિવસ ખલાસ! દિવસ ખલાસ!
ગઇ એ કાશ! ગઇ એ કાશ!
હા...આ...આ...શ! શી નવરાશ!

કુંવરઃ—હવે તો નથી રહેવાતુ'. મ્હોં ફેરવું.

પંજોઃ—બગાડી માર્યો! મંત્ર બગાડી માર્યો! જરા વધારે વાર ભણ્યો હોત તો આપણે બધાં ઊંઘી ગયાં હોત.

કુંવરઃ—લાગે છે તો એવું જ. પણ એક વાત પૂછું. તમે લોકો પેલે પાર ટોળે મળીને શું કરતા હતા?

છકકોઃ—લડાઇ.

કુવરઃ—એને તે વાળી લડાઇ કહેવાય?

પંજોઃ—ચોકકસ! અતીવ શુધ્ધ નિયમનું એ યુધ્ધ! પત્રવંશોચિત આચાર અનુસારનું એ યુધ્ધ!

– ગીત –

અમે રચ્યાં ચિત્ર, અતિ વિચિત્ર,
અતિશ શુદ્ધ, અતીવ પવિત્ર.

સોદાઃ—તે તો હશે. પણ યુધ્ધમાં જરા ગરમાગરમી ન આવે તો રસ કેમ જામે ?

– ગીત –

યુધ્ધ અમારાં નહિં કો ક્રુધ્ધ !
જો પેલો ગુલામ.
કેવો એ મુલાયમ !

સોદાઃ—તે તો ખરૂં. પણ યુધ્ધમાં તો તોપબદુંક જ શોભે.

પંજોઃ— – ગીત –

નથી કશાં અસ્ત્રો
કે, ખાકીરંગ્યાં વસ્ત્રો !

કુવરઃ—ભલેને તે પણ ન હોય. પણ કશો ઝગડો તો હોવો જ જોઇએને ! તો જ બે બાજુની લડાઇ જામે ને !

– ગીત –

છક્કોઃ— રીતસર જે જાણીએ
તે જ અમે તો માનીએ.
કોણ તારો શત્રુ. કે કોણ તારો મિત્ર !.

પંજોઃ—અલ્યા પરદેશી, શાસ્ત્ર પ્રમાણે તમારી ઊત્પત્તિ તો હશે જ ને !

સોદાઃ—જરૂર ! પિતામહ બ્રહ્માએ શરૂઆતમાં જ સૂર્યને જેવો ચાકડે ચડાવ્યો કે તરત એક તણખો એમના નાકમાં

ઘુસી ગયો. એમણે ખાધી છીંક. એ છીકમાંથી અમે પેદા થયા.

છક્કો:—હવે સમજાયું! એટલે જ આવા ચંચળ પાકયા.

કુવર:—સ્થિર થઇને રહેવાય જ નહિંને! છટકી છટકી પડાય છે.

પંજો:—એ લક્ષુણ તો સારૂં નહિં.

સોદા:—સારૂં કહે છે યે કોણ? એ અસલની વારીની છીંકનો છેડકો આજે યે સમાલવો ભારે પડે છે.

છક્કો:—એનું એક સારૂં પરિણામ મારી નજરમાં તો આવે છે. એ છીંકને ધક્કે આ બેટમાંથી તમે વહેલા વહેલા છટકી નીકળશો. ઝાઝું ટકવાના નહિં.

સોદા:—અહિં ટકવું ભારે પડે એવું જ છે.

પંજો—અલ્યા, તમારે ત્યાં યુધ્ધ કેવાંક થાય?

સોદા;—એ તો બ્રહ્માજીના ચાર નાકની છીંકોના પ્રમાણસર જ હોય ને!

છક્કો:—ને તમારે ય આદિકવિનો મંત્ર પણ હશેને!

સોદા:—બેલાશક!

— ગીત —

હા.........ચ્છુછી!
બતાવે બ્હીકશી!

મોઢે મારીશ મુક્કો,
ને કરીશ એનો ભુક્કો.
હવે ગળચી પકડી દાબુ;
લિજ્જત આવીને અચ્છી!

છક્કો:—અલ્યા પંજા! આ તો છેક જ હલકા વરણના!... કમજાત!...અલ્યા, તમારી નાત શી?

સોદા:—અમે નાશક. નસ્કોરાંમાંથી પેદા થયેલા ખરાને!

પંજો:—ઉંચા કોઇ વરણમાં આવું નામ તો નથી સાંભળ્યું!

સોદા:—એ તો બગાસાંના બાફમાં તમે ઊડીને ગયા ઊંચે; ને અમે છીંકની થપાટે પડ્યા નીચે; ધરતી પર.

છક્કો:—પિતામહનું નાક કાબુમાં ન રહ્યું એટલે જ આવા અજબના પાકયા.

કુંવર:—એ વાત કબૂલ છે:—

– ગીત –

અમે નવયૌવનના દૂત!
અમે ચંચળ! અમે અદ્દ્ભુત!

અમે અશોકવનનો નશો ચડાવી
રંગીલા થઇ ફરીએ;
અમે વાડો ભાંગી, જંજીરબંધન
છિન્નભિન્ન સૌ કરીએ;
અમે વિદ્યુત્!

ભૂલો અમે બહુ કરતાં!
કૂદી પડીને અગાધ જળમાં
પછી બથોડાં ભરતાં!

વળી સાદ પડે જ્યાં જીવનમરણના
વા વંટોળે ચડતા
ત્યાં, અમે પ્રસ્તુત

છકો પંજોઃ—[એકમેકના મ્હોં જોતાં.] આ નહિં ચાલે! આ ન ચાલે!

કુંવરેઃ—ન ચાલે એવું જ અમે ચલાવીએ.

છકોઃ—પણ ધારો?

કુંવર—વાડોના ધારા તુટે ત્યારે જ માર્ગના ધોરી ધારા નીકળે. નહિં તો આગેકદમ કેમ થાય?

પંજોઃ—આગેકદમ? આ તે બોલે છે શું? આ તો જરાય ગભરાયા વિના બોલી બેઠા,—આગેકદમ!

કુંવરઃ—નહિં તો ચાલવું જ શીદ પડે?

છકોઃ—ચાલવું? ચાલવાની જરૂર જ શી? ચાલે ધારો!

[બધાનું ગીત]

હો ભાઇઓ, ચાલો નિયમસર!

દૂર કોઇ નજરે ના નાખશો,
ટટાર ડોક સીધી જ રાખશો!
મારગ સીધો તમે ચુકશો નકર!

જુઓ પેલું જંગલ!
એમાં કેવાં દંગલ
મચે!–ઝરણાં પાગલ
પેલે દખ્ખણાદે ડુંગરે ઝરતાં ઝરઝર!

ત્યાં જોશો મા! જોશો મા!
જાશો મા! જાશો મા!
મારગ સીધો તમે ચૂકશો નકર!

પંજોઃ—પેલા આવે રાજબાદશાહ! ને સાથે આવે છે રાણીબીબી.

આજે ત્યાં દરબાર છે. આ ભોંયકોળાની એક એક ડાંખળી તમે ઝાલી લ્યો. ને ઇશાન ખૂણે મ્હોં કરી બેસો. ખબરદાર વાયવ્યમાં મ્હોં ફેરવ્યાં છે તો!

[ બાદશાહ, રાણી, એકા, ગુલામ વગેરે પોત પોતાના ઢંગ અને ઢબમાં. ]

કુંવરઃ—ચાલ દોસ્ત, રાજાનું કવિત જોડી એમને ખુશ કરી દઇએ. તું આ ભોંયકોળાનાં ડાંખળાં હલાવજે.

સોદાઃ—ચાલો, જોઇએ તો ખરાં શું થાય છે.

– ગીત –

જય જય પત્રવંશઅવતંસ
ક્રીડાસરસીનીરે રાજહંસ !
તામ્રકૂટઘનધૂમવિલાસી–
સર્વ અવકાશધ્વંસ,
યમરાજ તણા એ અંશ !

[ ચોપાસ— "અંચાઇ ! અંચાઇ !" ' બાજી બરબાદ ! બરબાદ " "જંગલી !" વગેરે અવાજો. ]

બાદઃ—શાંત થાવ ! શાંત થાવ ! આ લોકો કોણ છે?

છક્કેઃ—પરદેશી.

બાદઃ—તો ધારો લાગુ ન પડે. એકવાર તમે બધાં જગ્યા બદલી કાઢો, એટલે આભડછેડ ટળી જશે. સૌ પહેલાં પત્ર મહાસભાનું રાષ્ટ્રીય ગીત.

બધાં:— — ગીત —

કાળી, ધુલ્લી, લાલ બદામ!
અતિ સનાતન છંદે
ઠેકી ઠેકી કરે સંલામ!

કોઇ પડે, વળી કોઇ ચગે,
તો કોઇ જરાં શાં નહિં ડગે!
વળી, કોઇ ભોંય પર સુતા લાંબા
વખત વીતાવે આમ!

બોલે ના જરીયે કો કશું
જરીય કોથી ના જ હસાય,
જન જે કો સામેથી જાય–
તેની પૂંઠે સૌ કો ધાય–
જોણુ પશુ!

ધારાધોરણ સૌ જનવાણી,
નહિં આશા ઉંધાચત્તાની–
ક્રાન્તિનું ક્યાં મળે જ નામ?

બાદ:—અલ્યા, પરદેશી!
કુંવર:—બોલો, બાદશાહ.
બાદ:—તું કોણ છે?
કુંવર:—દરિયાના પેલા પારનો દૂત છું.
ગુલામ:—કાંઇ નજરાણું લાવ્યો છે કે?
કુંવર:—આ દેશમાં સૌથી દોહ્યલી એવી ચીજ લાવ્યો છું.
ગુલામ:—એ શી ચીજ છે, કહે જોઉં!
કુંવર:—ઉત્પાત! ઉથલપાથલ!

છક્કાઃ—સાંભળ્યુંને બાદશાહ! એની વાત સાંભળી કે? ને એ તો આગેકદમની વાત કરતો હતો! તમે માનશો નહિં પણ એ તો વળી હસેય છે! એ દિવસમાં અહિંની હવાને હળવી કરી દે તો ના નહિં.

ગુલામઃ—અહિંની હવા જેવી સ્થિર અને વજનદાર છે તેવી બીજા કોઈ ગ્રહમાં યે નથી. ઇન્દ્રની વીજ પણ એમાં બચકું ભરી શકે તેમ નથી. "અન્યે પરે કા કથા?"

બધાં—"અન્યે પરે કા કથા?"

ગુલામઃ—આ આછકલો પરદેશી એ હવાને ય હળવી કરી દે તો થશે શું?

બાદઃ—એ વિચાર કરવા જેવી બાબત છે.

બધાંઃ—વિચાર કરવા જેવી બાબત છે.

ગુલામ;—હળવી હવામાં જ વાવાઝોડાં થાય.

દહલોઃ—ને વાવાઝોડું થાય એટલે ધારાધોરણ સૌ બચ ઊડી! ત્યારે તો પછી આપણા ગોરમહારાજ નવલ ગોસ્વામી પણ આગેકદમની વાત કરવા માંડશે!

પંજો:—ને ન કરે નારાયણ—પણ આપણે ત્યાં કદાચ હસવાનો રોગચાળોય ફાટી નીકળે!

બાદ:—અરે કાળીના ગુલામ!

ગુલામઃ—ફરમાવો બાદશાહ?

બાદ:—તું તંત્રીપદું કરે છે, ના?

ગુલામઃ—જી, હું "પત્રદ્વીપપ્રદીપ" નો તંત્રી છું.

બાદ:—આ પવિત્ર પત્રભૂમિની અસ્મિતા તારી કલમને ટેરવેજ છે.

બધાં:—અસ્મિતા! અસ્મિતા! અસ્મિતા! પત્રમહાદ્વીપની અસ્મિતાનું વાહન એઓ જ છે; અને સુકાની પણ!

બાદ :—તારા પત્રમાં અખબારી સ્તંભો પણ હશે જ.

ગુલામ:—બબ્બે ! ને મોટા બધા !

બાદ :—એ સ્તંભના ગર્જનથી બધાંને સ્તંભિત કરી દેજે. અહિંની હવાને હળવી કરી નહિં પાલવે.

ગુલામ:—એને માટે વટહુકમો જારી કરવા પડશે, હજૂર ! સ્વદેશની અસ્મિતામાં પરદેશની અસ્મિતાનાં હળ ન ફરે તે મતલબના.

બાદ :—પરદેશી તારે કશી અરજ ગુજારવાની છે ?

કુંવર:—છે. પણ તમારી પાસે નહિં.

બાદ:—તો કોની પાસે ?

કુંવર:—આ કુંવરીઓ પાસે.

બાદ:—ભલે, ગુજાર.

કુંવર:— – ગીત –

અલિ શાન્ત પાષાણમૂરતિ સુન્દરી !
ચંચળને તવ હૃદય મહિં લે તું વરી !

કુંજ મહિં અલિ, આવ અકેલી
છો થતી આંખડી આંસુ ભરેલી;
રંગિત થતી છો અરૂણરંગથી
વેદનાની ખીલી મંજરી !

રાણી:—આ તે કેવું બેકાનૂન ! આ શી બેઅદબી !

પંજો:—હજૂર ! એને દેશનિકાલ કરો ! દેશનિકાલ !

બાદ:—દેશનિકાલ ! બીબીરાણી, તમારો શો મત છે ? કાં મૂંગાં રહ્યાં ? મારી વાત સંભળાય છે કે ? એને દેશનિકાલ કરૂં ને ?

રાણી;—ના, દેશનિકાલ નહિં.

[બીજી રાણીઓ અને એકકાકુમારીઓ "એક પછી એકઃ—"ના, દેશનિકાલ નહિં !"]

ગુલામઃ—એકકાકુમારી, બીબીરાણી, યાદ રાખજો કે અખબારી સ્તંભો મારા હાથમાં જ છે.

બધાં:—અસ્મિતા! અસ્મિતા! પત્રદ્વીપની અસ્મિતા! બચાવો એ અસ્મિતાને!

ગુલામઃ—હજૂર, વટહુકમ જારી કરો.

બાદઃ—તમારો શો મત છે, બીબીરાણી! હવે વટહુકમ ફરમાવું?

રાણીઃ—વટહુકમો તો પછી અમે પણ ઘરમાં ચલાવી શકીશું. પછી જોજો, દેશનિકાલ કોણ કોને કરે છે.

એકકાઃ—અમે ચલાવીશું એકાનૂન વટહુકમ!

ગુલામઃ—આ શો ગજબ! હાય અસ્મિતા! હાય અસ્મિતા! હાય અસ્મિતા!

બાદઃ—દરબાર બરખાસ્ત! અત્યારેજ સૌ ચાલી આવો. હવે અહિં ન રહેવાય. આફત થશે.

[બધાં જાય છે. કુમારીઓ થોડે દૂર જઇ પાછી આવે છે.]

કુંવરઃ— — ગીત —

ઓ માધવી! અલિ માધવી!
શાને તું આવડી મૂંઝાતી!
આવું આવું કરી, આવતી નજીક જરી
ત્યાં પછી કાં તું વળી જાતી?

હવે નીસરીને આંગણે, પગલાં શાનાં ગણે?
અલિ, શીદ તું તે આમ શરમાતી?

પવને છૂપાઇ તને એ, કોણ અલિ, કોણ સાદ દે ?
  લખી જાય અક્ષરો પાંદડે પાંદડે.

આવે દક્ષિણથી કોણ અલિ એ ? કે બારણાં દીધ ઠેલી !
મટકાવે શી આંખડી રે ! જો પેલી ઝબકીને ઊઠેલી ચમેલી.

આજ છૂટયાં બકુલ ફુલરે, કરેણ સાદ વળતા કરે,
  કોઇને દૂરથી જોઇ શિરીષ થરથરે !

## દ્રશ્ય ૨ જું

[ લાલ બદામી એક્કાકુમારી ]

– ગીત –

વીણવા ફુલડાં હું વન ચાલી,
  જાણું નહિં શીદ જતી ઠાલી.

ફુલ વીણું વીણું, કે વીણું નહિં
  સમજું ન શું થાયે ઊર મહિં.
  આંખડીએ આંસુ વહે ખાલી !

[ ચોકડીનો બાદશાહ. ]

ચોકટઃ—આ શું બદામી ? તમે અહિંયા ! તમને શોધતાં બપોર ચઢ્યા.

બદામીઃ—કાં ? શું છે ? શી જરૂર પડી ?

ચોકટઃ—દરબારે ભાગલાબાજીમંડળીમાં તમારો ખપ પડ્યો છે.

બદામીઃ—જઇને કહો કે હું ખોવાઇ ગઇ છું.

ચોકટઃ—ખોવાઇ ?

બદામીઃ—હા, ખોવાઇ ગઇ છું. તમે જેને શોધી રહ્યા છો તે હવે કોઇ દિવસ હાથ નહિં આવે.

ચોકટ:—આ તે શો ગજબ! ને કેવી હિમ્મત! તું વનમાં આવી છે! આપણો એ ધારો જ નથી; નથી ખબર?

બદામી:—ધારો તો નથી; પણ આપણા વરસાદ વિનાના સૂકાં પત્તાંના પ્રદેશમાં આવાં વાદળ ચડી આવે એવો ધારો પણ કોણે દીઠો હતો? સવારે ઊઠીને અચાનક જોયું તો કાળાં કાળાં વાદળાં સારાયે આકાશને છાઇ રહ્યાં છે. આટલા દિવસ સુધી તમારા આ પત્તાંના પ્રદેશમાં મોરલા પણ પગલાં ભરતા ગણી ગણીને; ને નાચતા તો સાંભાળીને. આજે આમ કળા કરીને ઢંગધડા વિનાના નાચે ક્યાંથી ચડ્યા?

ચોકટ:—પણ ફૂલ તે વીણાય? એવું વિચિત્ર કામ કરવાનું તને સૂઝ્યું જ ક્યાંથી?

બદામી:—અચાનક મનમાં વસી ગયું કે હું તો માળણ છું. આગલે જન્મારે ફૂલ વીણતી. આજે પૂર્વના પવને એ જન્મારાની વાડીની સુગન્ધ આવી. એ જન્મના માધવીને માંડવેથી આવી મારા મનમાં ભ્રમર ગુંજી ગયો:-

— ગીત —

એક ભ્રમર ભમે મારે આંગણીએ,
કહી જાય શી વાતડી ગણગણી એ?

શાં તેજ ગગનને અજવાળે?
માધવી જાગે વન વચગાળે
ખબરો લઇ ફુલ ખીલ્યા તણી એ
નીત ગણગણતો મારે આંગણીએ.

[ ફુલ્લી આવે છે ]

– ગીત –

પડી રહેવું હવે ઘરને ખૂણે
તે કેમ ગમે?
દિવસે ન ખૂટે, ધીરજે ય છૂટે,
પળપળ ગણીએ.

શી માયામાં દે એ ઝૂલવી.
દીધ કામકાજ સૌ યે ભૂલવી
ગીતસુરની જાળ હવે વણીએ.

ચોકટઃ—અરે. આ શું? તું પણ પુલ્લી? ભાગલાબાજી માટે હું તો બીબીરાણીઓની પણ શોધમાં છું. શું એ લોકો પણ........

પુલ્લીઃ—હા, એ લોકો પણ અહિંજ છે. આ નદીને કાંઠે કાંઠે; ઝાડવાંને છાંયડે છાંયડ.

ચોકટઃ— શું કરે છે!

પુલ્લીઃ—વેશ બદલે છે, મારીજ માફક. કેવીક દેખાઉં છું? આ ગમ્યું?

ચોકટઃ—લાગે છે જાણે પડદો ખસી ગયો હોય તેવું. ચાંદેથી વાદળી સરકી ગઇ હોય તેવું. જાણે છેક જ નવું કોઇ માણસ.

પુલ્લીઃ—તમારા છકકો ને પંજો તો અમને દબડાવવા આવેલા. પણ એમના કેવા હાલ થયા છે તે જઇને જુઓ.

ચોકટઃ—કાં? શું થયું?

પુલ્લીઃ—ગાંડાની જેમ રઝળતા ફરે છે. ઊંડા ઊંડા નીસાસા નાખે છે; તે એટલી હદ સુધી કે ગીતો પણ ગણગણે છે.

ચોકટઃ—ગીત! શું કહે છે? છકકાપંજાના ગીત!

પુલ્લીઃ—સુરીલાં ભલે ન હોય-બેસુર હશે. પણ ગીત જ. હું

તો તે ટાણે વાળ ઓળતી હતી! મારાથી ત્યાં ન ટકાયું. ચાલી આવવું પડયું.

ચોકટઃ—વાળ ઓળતી હતી.! એ વળી શું? એ કળા તને કોણે શીખવી?

પુલ્લીઃ—કોઇએ નહિં. જુઓ પેલા સુકા ઝરણે વરસાદ વરસે છે. પાણીને વહેણે જાણે વેણી ગૂંથાતી ચાલી. એને એ કળા કોણે શીખવી?

ચોકટઃ—આ તો ભારે ગોટાળે ચડી જવાય છે!...અરે, બદામી, તારી એ છાબડી આપ તો! તને ફૂલ વીણી આપું.

બદામીઃ—ના, મને હમણાં ન બોલવો!

પુલ્લીઃ—વારૂ, તો ચોકટબાદશાહ, ચાલો મારી જ સાથે. હું તમને છકકાપંજાનાં ગીત સંભળાવું.

ચોકટઃ—એમાં એમનો શો વાંક! મને જ છૂટો પાડો ગાવાનું મન થઇ આવે છે.

પુલ્લીઃ—જોજો! તંત્રી આ સાંભળી ન જાય. નહિં તો તમને એ એના થાંભલે ચડાવશે! એ વનની બાતમી એકઠી કરવા નીકળ્યો છે. મેં એને દીઠો હતો.

ચોકટઃ—પણ મારી તો બ્હીક જ ટળી ગઇ છે. કોણ જાણે કેમ! મને કશોક હુકમ આપ, કુંવરી! તારે માટે શું કરી આપું?

પુલ્લીઃ—બીજું જે કરવું હોય તે કરજો. ગીત ન ગાતા. વાડીએ જાસુદ ખીલ્યાં છે. મને એ વીણી લાવી આપો.

ચોકટઃ—એનું શું કરીશ?

પુલ્લીઃ—એ ફૂલને રંગે મારા પગની પાની રંગીશ.

ચોકટઃ—સાંભળ, કુંવરી! આજે સવારે ઊઠતાંની સાથે જ મને સમજાયું કે આપણો આ જન્મારો તે સ્વપ્નું છે. એ

સ્વપ્ન એકાએક તૂટયું. આપણો બીજો એક ભવ હવામાં તરતો ફરે છે. એની જ વાતો જાણે જીભે ચડે છે; એના જ ગીતો કાને પડે છે.

ફુલ્લી:—એટલે જ માળે પાછા વળતા પંખીની જેમ ગીત એકાએક મારે કંઠે ચડયું. એ ગીત છે તો નવું-પણ ઓળખીતું.

ચોકટ:—અરે સાંભળ! પેલું સાંભળ! મારૂં તે ભવનું ગીત જાણે આકાશેથી ઊતરી આવ્યું.

— ગીત —

તારા પગની પાનીએ, અલિ, રંગ લાગે
 મારા મનના વનના ફૂલના રંગીન રાગે.

 મારાં ગીત–કુંડળનાં તાન
 હું ઝુલાવું તારે કાન;
 પ્રેમમાણેકનો હાર,
 મઢીને લાલ, આપું આવાર–
 તને દીલ એજ માગે.

ફુલ્લી:—આ ગીત તમે કયારે ગૂંથેલું? એ મારે જ માટે હતું કે? ને તમે એ કેવી રીતે ગૂંથ્યું?

ચોકટ;—તેં તારી વેણી ગૂંથી તેવીજ રીતે.

ફુલ્લી:—વારૂ, તો હવે તમને યાદ આવે છે, કોઇ યુગો પહેલાં હું તમારા એ ગીત સાથે નાચેલી?

ચોકટ:—હા, આવે છે. યાદ આવે છે. આટલા દિવસ એ વીસરાઇ કેમ ગયું હતું તેજ નવાઇની વાત છે.

– ગીત –

હોજી, તોફાને ચડી મારી હોડલી !
એ તો ડોલે ! એ તો ડોલે !
તારાં ચંચળ નાચને હેલે ચડી એ ઝોલે !

દોરડાંય છો તૂટે,
સુકાન હાથથી છૂટે,
મસ્ત મોજાં ઊઠે:—

મોત સામે મુખે છોને આવે
બ્હીક છો બતાવે !
એને લઇશ જીતી, લઇશ હું ખચિત, ઓ અલિ !

જો પુલ્લી, યમરાજ સાથે બાથ ભીડવા મારૂં મન તલસી રહ્યું છે. મારી નજર સામે ચિત્ર ખડું થાય છે, જાણે મારે કપાળે તું વિજયતિલક કરતી હોય, ને હું કોઇને ઉગારવા નીકળી પડતો હોઉં. બંધ કિલ્લાને બારણે જઇ હું મારી ભેરી વગાડું છું. ને વિદાય વખતનું તારૂં ગીત મારે કાને અથડાય છે :—

– ગીત –

વિજયમાળા લાવજે, વીર, લાવજે મારે માટ.
સારીય રાત હું જાગતી બેસીશ જોતી તારી વાટ.

પગલાં તારાં પડશે જ્યારે મોતને પેલે તીર.
જીવ મારો ફડફડીને ઊઠશે છાતીએ મારા વીર:—

છો ને પુરી થાય ખુવારી,
તેમાં યે હું તારી જ તારી.
હું તો ફકત માગું તારો સંગાથ !

પુલ્લી:—ચાલો, ચાલો મારા વીર! મોતના સોગંદ લઇ આપણે બન્ને નીકળી પડીએ. મને દેખાય છે—મારી સામે જ દેખાય છે—કાળા કો પત્થરની ભ્રુકુટિ. એના ચુરે ચુરા કરવા પડશે. એ તુટતાં આપણે જ માથે આવી પડે તોયે ભલે. ડુંગરાની છાતી ભેદી આપણે મારગ કાઢવા જ રહ્યા. નહિં તો આપણું અહિં આવવું જ શા ખપનું? શા માટે જીવીએ છીએ? આ તે શા નકામા દિવસો? ને કેવી નિર્જીવ રાતો! ઘડીએ ને પળે આ તે શી વ્યર્થતાની પારાયણ!

ચોકટ:—તારામાં હિમ્મત છે, સુન્દરી?

પુલ્લી:—હા, છે! હા, છે!

ચોકટ:—અજાણ્યાનો ડર નહિ લાગે?

પુલ્લી:—ના, નહિં લાગે.

ચોકટ:—પગે ઊઝરડા ઊઠશે. મારગે ખૂટશે નહિં.

પુલ્લી:—કોણ જાણે કયા યે ભવમાં આપણે એ દુર્ગમ માર્ગે નીસર્યાં હતાં. રાત પડતાં હું તમારી આગળ મશાલ ધરી ચાલતી, ને દિવસે તમારી આગળ વિજયપતાકા ફરકાવતી. આજે ફરીને વળી ઊઠી ઊભા થાવ. અહિંની આળસની વાડો ભાંગવાની છે, જડતાની જકડો તોડવાની છે; ને નકામો બધો કચરો ઝાડીને કાઢવો પડશે.

[ બન્ને જાય છે. ]

[ છકકો પંજો દાખલ થાય છે. ]

છકકો:—અલ્યા પંજા, આ તે શું થવા બેઠું છે, કહે તો!

પંજો:—મારી જાત તરફ જોતાં ય હવે તો બહુ શરમ થાય છે મૂઢ! મૂઢ! આટલા દિવસ તું કરતો તે શું હતો?

છક્કોઃ—આટલે વર્ષે હવે મનમાં શીદ સવાલ થાય છે, આ બધાનો અર્થ શો ?

પંજોઃ—આ પેલા દહલા પંડિત પધારે. એમને જ પૂછીએ.

[ દહલો દાખલ થાય છે. ]

છક્કોઃ—દહલા પંડિત, આ આજ સુધી આપણે બધાં ઊઠતાં પડતાં, બેસતાં, ને સુતા દિવસો ગુજારતા. એનો અર્થ શો ?

દહલોઃ—ચૂપ !

બન્નેઃ—ચુપ નહિં રહીએ.

દહલોઃ—ડર નથી !

બન્નેઃ—ના નથી, ડર નથી. કહેવું જ પડશે એનો અર્થ શો.

દહલોઃ—અર્થ નથી. છે ધારો.

છક્કોઃ—ને ધારો ન પાળીએ તો ?

દહલોઃ—તો જશો જહાન્નમની ખાડીમાં.

છક્કોઃ—ભલેને ત્યાં જઇશું.

દહલો—ત્યાં જઇ કરશો શું ?

પંજોઃ—ત્યાં હલકાઇ જેવું કશું હશે તો એની સામે લડીશું.

દહલોઃ—આ શાન્તિપ્રિય દેશમાં એ તે કેવી ગમાર સરખી વાતો કરી રહ્યા છો ?

પંજોઃ—એ શાન્તિનો ભંગ કરવાના સોગંદ લીધા છે અમે તો!

[ લાલ બદામી એકકાકુમારી. ]

દહલોઃ—સાંભળ્યું કે બદામી કુંવરી ! આ લોકો આપણા અગાધ, પ્રશાન્ત મહાસાગરને કાંઠે શાન્તિનો ભંગ કરવા માગે છે!

બદામીઃ—આપણી એ શાન્તિ બની રહી છે ઘરડા ઝાડના સરખી. એને પોલાણે જીવડાં પડયાં છે. ને એ બની રહ્યું છે નિર્જીવ. એને તો કાપી કાઢવાનું જ હોય.

દહલોઃ—અરર! આ શબ્દો તારા મ્હોંમાં તે હોય? તું તો સ્ત્રી! તમારે સાચવવાની હોય સદાય શાન્તિ. અને અમે જાળવીશું અસ્મિતા.

બદામીઃ—પંડિતજી, તમે અમને બહુ દિવસ ભોળવ્યાં; હવે એ નહિં ચાલે. તમારા શાન્તિ રસથી અમારાં દીલ અને દેહ ઠરી રહ્યાં છે. હવે ભોળવવું મૂકો.

દહલોઃ—સત્યાનાશ! આ બધું તને શીખવ્યું કોણે?

બદામીઃ—અંતરમાં એને જ પોકારી રહી છું. ને પેલે આકાશે મારાં ગીત સાંભળી રહી છું.

દહેલોઃ—સત્યાનાશ! આકાશેથી બોલ ખરવા માંડયાં! હવે પત્તાંનો પ્રદેશ રસાતાળ જશે. ભાગું, દોડતો ન્હાસું.

[ ન્હાસે છે. ]

છક્કો;—સુન્દરી; તમેજ અમને માર્ગ બતાવો.

પંજો—તમને અશાન્તિનો મંત્ર લાધ્યો છે. એ મંત્ર અમને શીખવો.

બદામીઃ—વિધિના ફિટકાર આપણે માથે વરસી રહ્યા છે. મૂઢતાના અપમાનમાં સબડી રહ્યાં છીએ આપણે બધાં. ચાલો. આપણે એને વટાવી જઇએ.

છક્કોઃ—જરા જેટલું ખસતામાં તો લોકો પાપ લાગ્યાની વાતો કરે છે! કહેશે તમે વટલેલાં!

પંજોઃ—આજે તો બધાં વનમાંજ ભેગાં મળ્યાં છે. એટલે બાદશાહે હુકમ કાઢયો છે કે દરબાર આ વડ નીચે ભરાશે. એ દરબારમાં જ આપણે રાજીનામાં નોંધાવીશું.

[ છક્કોપંજો જાય છે ]

[ રાજકુંવર અને સોદાગર આવે છે ]

કુંવરઃ— —ગીત—

ઓ અલબેલી !
દોષ ન લેતી, ગીતની રીત
અને કદી ઘેલી !

ઝમ ઝરે વરસાદનાં નીર,
નદીનાળાંનાં ખળખળે તીર !
જળભર્યાં વા રાસ રમે
ધૂમી વાદળી જોડે;
વાદળ ગીતો ઘેરાં ગાતી
વનને ટોડે
કુંપળો પેલી !
ઓ અલબેલી !

આછકલાપણું થાય જરીજે—
દોષ ન લેતી.

મેહુલીયાની મોસમ આવી,
વનનાંયે દીધ ભાન ભુલાવી,
બકુલડાળી મત્ત કળિએ
બાગબગીચે,

નવકદંબની મદિર ગંધે
મન ન સીંજે.

ઓ અલબેલી !
આછકલાપણું થાય જરી જો

દોષ ન લેતી!

કાળી વાદળી કેરી છાયા,
કાળી આંખડીએ પડી,
વળી, વાળ વાંકડીએ ગુંથી દીધ,
જુઇની વેણી.
વર્ષા ઊભી ઓવારણું ભરી
છાબ એની.

[બાદશાહ વગેરે આવે છે.]

બાદ:—આ જગ્યા જ જાણે વિચિત્ર લાગે છે. એ શાની વાસ આવી?

ફુલ્લી:—કદંબની.

બાદ:—કદંબ! કેવું વિચિત્ર નામ! આ કયું પંખી બોલે છે?

ફુલ્લી:—એને હોલું કહે છે.

બાદ:—ગંજીપાની ભાષામાં એને કશું સભ્ય નામ આપો. એનું નામ સતીયો પાડો. આજે તો કામે વળગવું પણ મુશ્કેલ થઇ પડયું છે. વાદળ જાણે વાતો કરી રહ્યાં છે! ને વા ગીતો ગાય છે. મહામહેનતે મેં મન વારી રાખ્યું છે. બીબીરાણીને તો રંગમહેલમાં રાખવી પણ ભારે પડી. ઝોડ વળગ્યું હોય તેમ એ તો નાચતી જ ફરે છે. ને દરબારીઓ, તમને પણ આજે ઓળખવા અઘરૂં છે. આ દરબારી પોષાક ન્હોય! આ તો ઘણુંજ અસભ્ય જણાય છે.

બધાં:—એમાં વાંક અમારો નથી. અમારા પોષાક આપોઆપ જ ઢીલા બની હેઠા પડયા. ને રસ્તામાં જ્યાં ત્યાં રખડતા ફરે છે!

બાદ:—તંત્રી! તારૂં ગાંભીર્ય પણ હલાતું જણાય છે.

ગુલામ:—હું ભાગેડુઓના નામ નોંધી લેવા સવારનો વનમાં આવ્યો છું. એટલે અહિંનો પવન મનેય લાગી ગયો. સંપાદકીય સ્તંભ રચવા જતાં જોઉં છુ તો કલમેથી છંદ ઝરતા જણાયા. કહે છે કે એવાં ગળતરને આજકાલના ડાકતરો "ઇન્ફ્લુએન્ઝા" એવું નામ દે છે.

બાદ :—એ વળી શું? એકાદ નમુનો જોઇએ!

ગુલામ:—

વાચે જે દેશના માને નહિ રાજવટહુકમોની આણ
તે દેશનો દહલો પંડિતે સુજાણ!
કેમ કરીને જાળવશે એની અસ્મિતા વ્હાલી?
મળશે દેશ ખુવાર! થશે બધી પાયમાલી!

બાદ:—બસ. હવે જરૂર નથી. આ કવિતા ચોથા ધોરણના પાઠ્યપુસ્તકમાં મૂકી દ્યો. પત્રવંશના વારસોને એ મોઢે હોવી જોઇએ.

દહલો:—ઠરાવ ઉત્તમ છે!

બાદ:—તમને મારું ફરમાન છે કે ચંચળતાને વારો. શાસ્ત્રોમાં કહ્યું છે:—

ચુપચાપ રહે જે આદમી,
જમે તેને જાય છોડી—
વારંવાર ઢંઢોળી!
કહેશે, મને ગંધ એની ના ગમી!

અલ્યા પરદેશી!

કુંવર:—ફરમાવો!

બાદ:—સારાયે પત્રદ્વીપમાં તું ભટકતો ફરે છે. પાણી હોય ત્યાં

ડુબકી દે છે, ડુંગર આવે ત્યાં માથે ચડે છે. હાથમાં કુહાડો લઇ માર્ગ કાપતો ચાલે છે. એ બધું શા માટે?

કુંવર:—બાદશાહ, તમે યે ઊંડો છો. પડખાં બદલો છો, પીઠ ફેરવો છો, ને ભોંયે આળોટો પણ છો. એ બધું શા ખાતર?

બાદ:—એ તો અમારો ધારો છે.

કુંવર—તો આ અમારી મરજી છે.

બાદ:—મરજી! ગજબ! આ ગંજીપાના મુલકમાં મરજી! ભાઇઓ, તમે બધા શું કહો છો?

છક્કોપંજો—અમે તો એની પાસે મરજીનો ઇલમ પણ શીખી લીધો છે.

બાદ;—શાનો ઇલમ!

છક્કોપંજો;— – ગીત –

મરજી! બસ મરજી
કરે બધી એ લેવડદેવડ
ભાંગી ઘડવાની યે ત્રેવડ,
એ છે એની ઉપર જી!

ઘા મારીને તાળાં તોડે,
બેડી તોડીને એ દોડે.
પાછી વળીને ફરી બંધાવા!
એ જ ગુજારે અરજી!

બાદ;—નીકળો! નીકળો! અહિંથી તમે લોકો નીકળો! જલ્દી જાવ! બદામી! મારા શબ્દો નથી સંભળાતા? અલિ. ફુલ્લી! જોયા કે એના ઢંગ? અચાનક આ શું થયું?

બદામી:—મરજી

એકકાઓ;—મરજી!

બાદ;—તંત્રી ! તું પણ ચુપ ! તને શું થયું ?
ગુલામ;—મારા બબ્બે અખબારી થાંભલા તૂટી પડ્યા.
બાદ:—ને વટહુકમ !
ગુલામ:—આ દેશમાં હવે એ નહિં ચાલે.
બધાં:—નહિં ચાલે ! નહિં ચાલે !
બાદ:—મને પણ લાગે છે, નહિં જ ચાલે.
[ નહિં ચાલે, નહિં ચાલે કરતાં બધાં ગીત ગાવા લાગે છે. ]

– ગીત –

પરદેશી મુસાફર, અદીઠ રહી તું
શે મારગ થઇ આવ્યો ?
સોણે દરશન દીધ અચાનક
અમને, વનનો વાટ બતાવ્યો.

ગાજે શ્રાવણનાં પુર પેલે
ઊગમણે આકાશે.
પવન ફુંકે સઢ ફુલે, વળી
ભરતી સંગાથે લાવ્યો.

શે દેશે તારા વાસ ?
ક્યાં કરીએ તારી તપાસ.
શા ગીતને પેલે પાર
એની વાટ છૂપી રહી ખાસ ?

તારા એ દેશ સારૂં,
તરફડતું દિલ અમારૂં.
તારી માળાની જે વાસ–
તેમાં એનો આવે ભાસ !
અમ દિલ ખરે તું ભાવ્યો !

– સંપૂર્ણ –

**આટલું જરૂર સુધારી લ્યો :–**

| પા. | લીં. | ભૂલ | સુધારો. |
|---|---|---|---|
| ૧ | ૫ | ઝીલાય | ઝલાય |
| ૨ | ૧૬ | ઝુકાવશે | ઝૂકાવશે |
| ૧૪ | ૧૬ | વિદ્યત્ | વિદ્યુત્ |
| ૨૨ | ૯ | સાંભાળીને | સંભાળીને |
| ૨૪ | ૧૩ | છૂટા | પાડો–(એ શબ્દો છેકી નાખો) |

